મંગાવો? લખો પૈસાનો પોષ્ટકાર્ડ? જલ્દી મંગાવો?

## બહાર પડી ચૂકી છે.

# કાન્તિ—કળા

**એક ઊમદા સંસારીક નોવેલ છે.**

જેમાં વહેછે પ્રવાહ શૃંગારનો,
અને છલકાયછે રસ કરૂણાનો.
વાંચન છે સરસ ઘડી વિશ્રામનું,
જેમાં ચીતાર છે અપ-ટુ-ડેટ સ્ટાઇલનું.

ચમકારા મારે છે વિષયો જેમાં:—

૧ અવદશા થાય જેની જે વિક્રય કરે કન્યાનો,
૨ અને પરણનાર બુઢ્ઢાના બબાડાનો.
૩ ભાવ છે જેમાં ગૃહ કેળવણી શૂન્ય અબાળાના દુઃખી સંસારનો,
૪ ને, ને, પડછાયો છે સુખી બાળાના સુખી સંસારનો.
૫ ચીતાર છે જેમાં વ્યસનીના અંધાપનો,
૬ ભજવે છે પડ આ પુસ્તક સુનિતિનો.

પુસ્તક વાંચવું શરૂ કરો! ટાઇમનો અવકાશ કરો! અધુરો જેને વિષય રેશે તો. તો: તે સ્વપ્નમાં સતાવશે, વિચારોથી મન ચકડોળે ચઢાવશે.

મધ્યરાતે પુસ્તકનું વાંચન શરૂ કરાવશે; નહિતો અકળાવશે—ગભરાવશે—મુઝાવશે.

હવે થોડીજ નકલ રહી ગઇ છે. માટે લખો એક પોષ્ટકાર્ડ ને મંગાવી લ્યો તે પુસ્તક.

પુસ્તકની કીંમત સાથેનું વી. પી. તુર્તજ રવાને કરીશું. લખો:—

**માસ્તર જી. એમ. દેશાઇ.**

સગરામપુરા—સુરત.

---

**સસ્તી કીંમતે અપુર્વલાભ વાંચો!**

ને શૃંગારરસથી ભરપુર સંસારીક, ધાર્મિક, નૈતિક,
ખ ધરાવતા હોતો હવે પછી પ્રગટ થનારી:—

કીંમત ૦—૩—૦

ી કીંમત ૦—૩—૦

મંગાવી વાંચો.

લો.— "પુષ્પમાળા ઑફીસ.
ગલેમંડી—સુરત.

ચમત્કાર ત્યાંજ નમસ્કાર.

# જ્યોતિષ્ય તત્વસાર

અને

# ભવિષ્ય ફળદર્પણ

જનમોત્રી, જન્માક્ષર, પ્રશ્નોત્રી, વર્ષફળ વિગેરે બનાવનાર તેમજ તપાસીને આખી જીંદગીનો વર્તારો કરી દરેક પ્રશ્નના ખુલાસા સાથે મનનું ધારેલું પ્રશ્ન રૂબરૂમાં વગર ફીથી કહેનાર. સ્ત્રીઓને ગર્ભ ધારણ થવાની દવા મફત.

અડધા આનાની ટીકીટ મોકલી પ્રાઇસલીસ્ટ મંગાવો. મેળાપ સવારના ૯ થી ૧૨ સાંજે ૪ થી ૬.

જ્યોતિષિઃ—રેવાશંકર ભવાનીશંકર.

ઠે૦ છાપરીઆશેરી—સુરત.

સલાહ મફત ! દરેક મેટર પ્રાઈવેટ !

યાદ રાખજો જુનું તેજ સોનું.

શ્રીમંતો, રજવાડાઓ અને શોખીન પ્રજામાં શકિતનાં
જાણીતાં જવાહીરો.

## રાજવંશી નવરત્ન યાકુતી.

રજીસ્ટર કીંમત રૂા. ૧૦ ગોળી ૪૦

ગમેતેવો ધાતુવિકાર દુર કરી નવી જુવાની લાવવાને વરસો થયાં
વપરાતો રામબાણ ઈલાજ છે.
ગવર્નમેન્ટ એનેલાઇઝર અને વિદ્વાન ડોકટરોના ઉત્તમ સર્ટીફીકેટો
છે. પરેજી કાંઇ નથી, કોઇપણ રસાયણ છેજ નહી.

## રાજવંશી સાંઢાનું તેલ.

( સાંઢા છાપનું કીં. રૂ. ૫ )

નરમ પડેલી ગુપ્ત નસોને મજબુત બનાવવાને જગપ્રસિદ્ધ તેલ છે.

## રાજવંશી પરમા શીરપ.

આંઉંશ ૩ રૂ. ૧ાા

ગમે તેવા જુના પ્રમેહ ૩ દીવસમાં નાબુદ થાય છે. પહેલેજ દીવસે
તેની ચમતકારીક અસર માલુમ પડે છે. પરેજી નથી.

## રાજવંશી લ્યુકોરીયા શીરપ.

આંઉંશ ૩ રૂ. ૧ાા.

( પ્રદરનો કટ્ટો શત્રુ )

સ્ત્રીઓને પડતાં સફેદ, લાલ, અગર મેલાં પાણી પડવાથી કમર અને
પેડુનો દુખાવો મટાડવાને રામબાણ ઇલાજ છે, નબળા બાંધાની
સ્ત્રીઓને મજબુત થવાનું ઉત્તમ સાધન છે.

મળવાનું ઠેકાણું.

શકતીની દવાના } ડો૦ ડી. એચ. ભટનું દવાખાનું
જાણીતા } ભુલેશ્વર કબુતરખાના—મુંબઈ.

દીર્ઘજીવિત, સંતાન, શરીરનો મજબૂત બાંધો,

તેજસ્વીપણું, સ્મરણ શકિત અને ઉત્સાહ

એ સઘળાંનો આધાર શુદ્ધ રૂધીર

અને શુદ્ધ વીર્ય ઉપર છે.

પ્રખ્યાત

# આતંકનિગ્રહ ગોળીઓ.

બગડેલાં લોહી અને બગડેલાં વીર્યને સુધારે છે.

જીવન તત્વોની અભિવૃદ્ધિ કરે છે.

સ્ત્રીઓની ગર્ભધારણ શકિતનો નાશ કરનાર—રૂતુદોષ તથા ગર્ભાશયની ખામીઓને મટાડે છે.

બગડેલી પાચનશકિતને સુધારે છે અને શરીરના દરેક અગત્યના અવયવને પૂરતી તાકાત આપે છે. લાખો સર્ટીફીકેટો તથા આખી દુનિયામાં પ્રસરેલી કીર્તિઓના સાચા ગુણોની સાબિત છે કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિઓ એક.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી**

માલેક આતંકનિગ્રહ ઔષધાલય,

જામનગર. (કાઠીયાવાડ).

**સુરતના એજંટ—ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળા.**

**ઝાંપાબજાર.**

---

શરીરરક્ષા અને નીતિ સમજાવનાર કામશાસ્ત્ર પુસ્તક વગર કીંમતે અને વગર પોષ્ટેજે આપવામાં આવે છે.

## મધુકરને !

રે ! રે ! મધુકર ગુંજ પુષ્પના પુંજમાં
તુંજ આત્મને રંજાડજે !
ને રસ મધુ અધુ સ્વાદ ગ્રહી અમ કુંજમાં
રસધાર ઊર રેલાવજે !
રસ વાહિની તું વહાવજે !
મધુ લહરીઓ તું જગાવજે !
સ્નેહે સુધા સીંચી અમારી રગરગે
અમ આત્મને હીંચોળજે !
હો ડંખ ત્હારા છે મીઠા !
દીઠા છતાં એ અણ દીઠા !
દઈ ડંખ તું અતિ પ્રીત અંતર સ્થિતના
ચૈતન્ય નવ ઊપજાવજે !

શારદા–વિહાર
હવાડીયા ચકલો
સુરત.
} છોટુભાઇ હાજીભાઇ દેશાઇ.

—✥—

## ન્યાય.



જુબાનીના પૂરાવાપર રહીને, ન્યાયને ભમવું;
થયો છે ન્યાય અંધો કે, પડે નહિ પક્ષમાં રમવું.
પછી સાચો ભલે બંધાય, કે જુઠો ભલે છૂટે,
કહે કાંટો પુકારીને, કઇ તરફેણમાં નમવું ?
જુબાનીને પુરાવે ત્રાજવું, જે ભારી થાએ છે;
ભલે અંધો છતાં એ ન્યાય, સાચો તે ગણાએ છે.

### કુદરતના ફાંટા.

દીઠા કંઇ મેં અજબ પ્રાંટા બાજ, કુદરતના અજબ પ્રાંટા,
સુઘડ આ ચંદ્રમાં જેણે, ઉડાડયા ડાઘના છાંટા.
કર્યું મોતી અમુલ, તો ઉત્પતિ ખારા સમુદ્રમાં,
સુવાસિત જો કર્યું ગુલાબ, તો તેમાં દીઠા કાંટા ?

"દિવાના."

## પુષ્પમાળા.

### ગઝલ.

પધારો ગુર્જરી બન્ધુ, સ્વીકારો પુષ્પની માળા;
પરોવી પ્રેમને તંતુ, સુમનની આ મધુમાળા.
અનેરા રમ્ય ઉદ્યાને, અનેરા છોડ પુષ્પોના;
અનેરા કુંજમાં ઉગ્યા, અનેરી છે ગુંથી માળા.
અમોલાં પુષ્પની માળા, રસીલાં પુષ્પની માળા;
અવેલાં રસિક હૈડાંથી, સુધાભીની મૃદુ માળા.
રસિક ભૃંગો રસાળી,—કુંજમાં આવો અને ગુંજો;
પીઓ સુધા મધુરીને, સ્વીકારો પુષ્પની માળા.
પરિમલ અર્પતાં ચારૂ, પ્રફુલ્લિત પુષ્પની માળા;
પ્રથમ આતિથ્યમાં અર્પું, સલુણી પુષ્પની માળા.

અમદાવાદ——સીતારામ જે. શર્મા.

# પ્રાયશ્ચિત !

( લે. રા. રા. છગનલાલ મેતાપભાઈ ખંભાતી
મેનેજર બ્રહ્મભટ્ટ-મિત્ર-સુરત )

### સોરઠો.

વચને મિત્ર વિવેક એવા મિત્ર અનેક છે,
છાતી રંજન છેક, એકજ મળે અનેકમાં.

રાત્રીના આઠ વાગી ગયા હતા, અદ્યાપિ લક્ષ્મિરાય ધનરાયની પેઢી ઉઘાડીજ હતી. ઓફીસમાં બે કલાર્કો પોતાના કર્તવ્યમાં મશગુલ હતા, બ્હાર દરવાજામાં ભૈયો હાથમાં જાડી ગાંઠોવાળી ડાંગ ઝાલી પહેરો ભર્યા કરતો હતો. પેઢી દરરોજ નિયમિત સાંજના પાંચ વાગે બંધ થતી. પરન્તુ આજે કેશ નહિ મળવાથી લલિતરાય અત્યાર સુધી પરવાર્યો ન્હતો, તેની રાહ જોઇ બન્ને જણ સાથે જવાના ઇરાદાથી તેનો સાથી અને મિત્ર દોલતરાય પણ થોભ્યો હતો.

"કેમ ભાઇ! હવે ચાલવું છે કે?" દોલતરાયે અકળાઇને પ્રશ્ન કર્યો.

"જરા થોભો—આજે મારી કેશમાં બે હજાર રૂપીઆ ખૂટે છે!" લલિતરાયે હીસાબ ગણતાં ગણતાં જુવાબ આપ્યો.

"શું કહો છો? બે હજારની ખોટ ! જુઓ ! ! જુઓ ! ! ! હીસાબ ગણવામાં કંઇ ભૂલ થઈ હશે."

"પાંચ વખત હીસાબ અને સીલક ગણી ચુકયો, પણ કંઇ પણ ભૂલ પકડાતી નથી. હવે આપ તપાસી જોશો?"

"ત્હમારા ગણવામાં તો ભૂલ દેખાતી નથી. ત્હમે કોઇને રકમ આપી લખવાનું ભુલી ગયા લાગો છો. કંઇ યાદ કરો!"

"આ અઠવાડિયામાં કોઇને એવી મોટી રકમ આપીજ નથી. તો શું યાદ કરૂં?"

લલિતરાય અને દોલતરાય બન્ને જણ વિચાર વમળમાં પડ્યા, થોડો સમય શાન્ત રહી લલિતરાયે પ્રશ્ન કર્યો.

" આવી રીતે વિચાર ક્યાં સુધી કર્યા કરશું ? "

" શું કહું ? મિત્ર લલિતરાય ! મ્હને કંઇ સમજ પડતી નથી, એ હજાર રૂપીઆ ખૂટયાનું કારણ મ્હારા સમજવામાં આવી શકતું નથી."

"સમજમાં નહિ આવવાથી તો આપને પૂછુંછું ! હવે કંઇ પણ રસ્તો બતાવો ! આ સમાચાર શેઠને વિદિત કરતાં પૂર્વે—આટલું બોલતાં–બોલતાં લલિતરાયની આંખમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો, અને ડુંસકે ડુંસકે રડવા લાગ્યો. અરેરે ! મ્હેંજ ચોરી કરી કહેવાશે ! દુનિયા મ્હને નિંદશે શેઠ મ્હને ધૂતકારશે, રજા આપશે. અને મારા પર ફોજદારી કરશે ! વળી સગાં વ્હાલાં વગોવશે દુશ્મનો રાજી થશે. હું નિર્દોષ માર્યો જઇશ, મ્હારૂં કોઇ નહિ સાંભળે ! ઓ વિશ્વવ્યાપિ પરમાત્મા ! હું આપને શરણે છું. આપને ત્યાં હું નિર્ભય છું. પરન્તુ જગત્ મ્હને નિર્દોષ કેમ માનશે ? પ્રભુ ! અનાથના નાથ સત્ય પ્રિય પરમાત્મા ! ! ! હું આપને શરણે છું મ્હને તું સાથ કર ! "

" લલિત ! આથી શું લાભ ? સંકટ સમયે રડવું આમ શોભે કે ? યાદ કર !

મળે એક કાળે વિવાની વધાઇ, મળે એક કાળે મહા ભોગ ભાઈ,
ન ચાલે સદા કાળ સારો નઠારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો !

× × × ×

કુવામાં પડેલો કદિ એક કોઇ, રહયો મિત્ર તેનો કૂટે માથું રોઇ,
કૂટયાથી કહો તે બચે શું બિચારો ! ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો !

( ક૦ દ૦ ડા૦ )

" ભાઇ ! આપના એ શબ્દો મ્હને અત્યારે કંઇપણ અસર કરી શકનાર નથી. આ સમાચાર શેઠને પહોંચાડતાં પહેલાં હું જગતના સર્વ શ્રેષ્ટ શેઠની સમીપ હાજર થઇશ ! પરન્તુ આ કાળું મ્હોં આ શેઠને તો નહિજ બતાવું " લલિતરાય ! આ તુ શું બકે છે ? ખરેખર અત્યારે ત્હારૂં મગજ સ્થિર નથી તું થોડો સમય વિશ્રાન્તિ લે ! "

" મિત્ર ! મ્હારા માટે હવે આ અસાર દુનિયામાં વિશ્રાન્તિનુ સ્થાન છેજ નહિ ! જ્યાં ખરી વિશ્રાન્તિ છે ત્યાંજ હું જઇશ ! અને એજ સત્ય માર્ગ છે. મ્હારા પર આવી પડેલા વ્યર્થ આરોપનો સત્ય ન્યાય મેળવવાનું એજ સ્થાન છે ! ! "

" શાન્ત ! શાન્ત !! મિત્ર લલિતરાય શાન્ત થા !!! સંકટ સમયે સાહસ ઉચ્ચિત નથી !

સાહસ કર્મ કર્યા થકી, હોય હર્ષનો નાસ,
દેખો આ દ્રષ્ટાંતથી, કહે કવિ સામળદાસ.

" ધિરજનાં ફળ મીઠાં છે " " ધિરે ધિર ગણાય " આ બધું આજે તું કેમ ભુલી જાય છે? ત્હારી તિક્ષ્ણબુદ્ધિ, અને કાર્યદક્ષતા કયાં ગયાં ? પ્રાતઃસ્મરણિય પાંન્ડવો, સત્યવાદી હરીશ્ચંદ્ર, અને પુણ્યસ્લોક નળરાયાદિની જીવન કથાઓ શું શીખવે છે? તે સર્વ મ્હાત્માઓએ પોતાનો વિપન્તિ સમય ધિરથી કેવો પસાર કર્યો હતો ? વળી તું આત્મઘાત કરે અને હું એ જોઈ રહું ? એમ કદાપિ બને પણ ખરૂં ? સ્નેહીને દુઃખદ સમયમાં સ્હાય કરવી એ શું સ્નેહીનો ધર્મ નથી ? ત્હારા આવા સમયમાં હું કઇ પણ સ્હાય ન કરી શકું ? ત્હને દુઃખ મુકત કરવા કંઇ ઉપાય નથીશું ? છે ! છે ! મિત્ર લલિત !!! નિશ્ચીંત થા.

" અમદાવાદ મીલના સેરો લેવા માટે મ્હારા કાકાશ્રીએ આજે અઢી હજાર રૂપીઆ મ્હારાપર મોકલ્યા છે, ત્હેમાંથી રૂા ૨૦૦૦) હું ત્હને આપીશ અને આવું સાહસ કરતાં ત્હને અટકાવીશજ. ઉકત રૂપીઆની રસીદમાં ત્હારે એક સરત મ્હને લખી આપવી પડશે. હું ધારૂં છું કે તું તે વિના સંકોચે માન્ય રાખશે.

મિત્ર દોલતરાય ! ત્હેં ત્હારો મિત્રધર્મ આજે યથાર્થ બજાવ્યો છે. હું ત્હારો મહાન આભારી થયો છું. મ્હને મર્ણમૂખમાંથી બચાવી ત્હેં ખરેખર જીવતદાન આપ્યું છે, ત્હારો આ મહાન ઉપકાર હું મર્ણાન્તે પણ નહિ ભુલુ– પ્રભુ ! આ બદલો વાળવાનું બળ મ્હને પ્રદાન કરો. "

દોલતરાયે આપેલું નોટોનું બંડલ ખોલી લલિતરાય ગણવા લાગ્યો, ગણતાં ગણતાં એક ફાટેલી નોટપર ત્હેનું ધ્યાન ખેંચાયું અને બોલ્યો;—

" આ પચાસ રૂપીઆની ફાટેલી નોટતો મ્હારા જોવામાં આવેલી છે ! અરે ! આતો મ્હારી સીલકમાંજ હતી ! તે આપની પાસે કયાંથી આવી ?

" વાહવાહ ! ત્હમારી પાસે નોટો હશે તેવી નોટો અન્ય પાસે નહિ હોય શું ? ત્હમેશું ઘરમાં નોટો પાડો છો ? અત્યારે ત્હારૂં ચિત્ત બિલકુલ સ્વસ્થ દેખાતું નથી, માટે સીલક પુરી કરી રસીદ લખીદો કે ઘેર જઇએ.

અત્યારે લલિતરાય, દોલતરાયના મહાન ઉપકાર નીચે દબાયેલો હોવાથી વિશેષ કંઇ પણ બોલી શકયો નહિ. કૅશ પુરી કરી રસીદ લખવા બેઠો.

"દોલતરાય બોલો આપને શું લખાવવું છે ?"

"એટલુંજ કે આ બે હજાર રૂપીઆ પૂર્ણ આપ્યાં પહેલાં મ્હારે શેઠની દીકરીનું સગપણ ઝીલવું નહિ"

"દોલતરાય! આમ લખવાથી આપને શું લાભ છે? કોઈ અન્ય સરત કહો! ત્યાં મારો સબંધ નક્કી થવા આવ્યો છે, અગર નક્કી જેવુંજ છે; મ્હારા પર આવો ક્રુર પ્રહાર ન કરો! પછીતો આપની ઇચ્છા, આપ કહો તેમ લખવા કબુલ છું"

"કબુલ છો તો લખો આ સરત આપના શ્રેયને માટેજ છે. મ્હને તેમાં કંઇ લાભ નથી."

"ભલે આપની ઇચ્છાને આધિન છું."

ટીકીટ ચ્હોડી સહી કરી રસીદ દોલતરાયને આપી. બન્ને જણ ઘર તરફ ચાલતા થયા.

પ્રિય વાંચક! લલિતરાય અને દોલતરાયના સંબંધનો પરિચય અત્રે આપને કરાવવો મ્હને ઉચ્ચિત લાગે છે. ઉપર જણાવી ગએલા લક્ષ્મિરાય ધનરાય મુંબાઇના શ્રેષ્ટ સરાફ છે. વડોદરા, અમદાવાદ, સુરત અને ભરૂચાદિ સ્થળોએ ત્હેમની પેઢીઓ ચાલતી હતી. અને લગભગ પાંચ કરોડની પુંજી ની "લોકવાયકા" હતી. તે પેઢીયે પૈકી મુંબાઇની પેઢીના, ઉપર જણાવી ગએલા લલિતરાય અને દોલતરાય નામના મુનિમો હતા. બન્ને જણ શેઠના વિશ્વાસપાત્ર અને જુના નોકર હતા, છતાં શેઠ લલિતરાયને વધું વ્હાલા હતા. લલિતરાય, સદાચરણી સ્વભાવે શાન્ત, મિલનસાર, અને સુભાષણી હતો. દોલતરાય, કાગ હોઇ હંસની ચાલ ચાલનાર કપટી અને ઝેરીલો હતો જેનું વધુ વર્ણન આગળ પરં આવસે.

લક્ષ્મિરાયને સંતાતમાં ફક્ત ત્રણ પુત્રીયો હતી. તે પૈકી સૌથી મોટી પુત્રી બિચારી બાળાપણમાંજ વિધવા બની હતી, વચેટની ઉમ્મર હાલ ૧૪ વર્ષની થઇ હતી. અને ત્રીજી હાલ નવ વર્ષની હતી.

મોટી પુત્રીને પ્રાપ્ત થએલાં વૈધવ્ય દુઃખના અનુભવથી શેઠે બીજી પુત્રીઓને ન્હાની વયમાં પરણાવવાનું માંડીજ વાળ્યું હતું. તેમજ સંસાર સુધારાના વિષયોને ત્હેણે ત્યારથી સારો અભ્યાસ કર્યો હતો. જેથી યોગ્ય વયેજ પુત્રીઓને કન્યાદાન આપવામાં તે ધર્મ અને પુન્ય સમજતો હતો.

લલિતરાય ત્હેમના હાથ નીચેજ મોટો થએલો હતો, વળી લલિતરાય નાં સદા ચરણોથી શેઠ પરિચીત હતા. જેથી પોતાની વચોટ પુત્રીનો વિવા તેની સાથે કરવા વાત મ્હોં બ્હાર કહાડી હતી. જે દોલતરાયને વજ્રપ્રહાર

સમ લાગી હતી ને કોઇ પણ યત્ને શેઠની નજરમાં લલિતરાયને હલકો પાડી તે સુકોમળ કન્યા રત્ન પોતાને પ્રાપ્ત કરવાની કોસીષ કરતો હતો. આવું વદી અત્રેજ ત્હેને મિત્ર દ્રોહી બનાવવા કરતાં વાંચકોને ત્હેના કપ-ટાચારોના પરિચય કરવા હમને વધારે યોગ્ય લાગે છે.

( ૨ )

" લલિતરાય ત્હારો નિસ્તેજ ચ્હેરો, ફીકકુવદન અને ચિંતાગ્રસ્ત ચિત કંઇ ઢાંકયું રહે તેમ છે? જે સત્ય હોય તે મ્હને કહે." બેરીસ્ટર ધૈર્યરાય, લલિતરાયને ઊંડેપી સ્નેહા ભાવથી બોલ્યા.

" કંઇ નથી. બેરીસ્ટર સાહેબ! આતો આપનો ખાલી ભ્રમ લાગે છે."

" નહિ—નહિ!! ત્હમે મ્હારાથી છુપું રાખવા જાઓ છો, પરન્તુ ત્હમારી ચિત વ્યવસ્થા હું બેરાબર સમજી શકયો છું.

" ત્યારેતો આપ કહો જોઇએ મ્હારા ચિતની સ્થિતી કેવી છે?"

" આપ નહિ કહો તો તે પણ કહીશ."

બેરીસ્ટર સાહેબ! મ્હને બીજું કંઇ નથી, ફકત હવા ફેરની જરૂર છે. માટે શેઠને કહી મ્હારી સુરત મુકામે બદલી કરાવોતો આપનો મ્હોટો ઉપકાર.

" બદલીને બદલે એક માસની રજા અપાઉંતો કેમ?"

" સુરત જવામાં મ્હારા બે લાભ સચવાય છે. હવા ફેર થાય અને ખર્ચમાં ઘટાડો થાય."

" મુંબાઇ જેવા શ્હેરમાં ખર્ચ વિશેષ થાય એ વાસ્તવિક છે. અને જો તેટલા માટેજ સુરત જતા હો તો શેઠને કહી પગાર વધારી આપું તો કેમ.?"

" રંક સેવક પર આપનો મ્હોટો ઉપકાર! પરન્તુ હાલ એ તસ્દી આપ લેતાજ નહિ. સુરત જવામાંજ મ્હારૂં શ્રેય છે."

" ત્યારે તો આ બધાં ત્હમારાં બ્હાનાં છે. અંતરનો ભેદ કંઇ ઓરજ ભાસે છે! વારૂ. આ અઠવાડિયાથી શેઠના બંગલે કેમ નથી આવતા; શું કંઇ વિક્ષેપ થયો છે?"

" નાજી. તેવું કંઇ નથી. ખાસ કામ સિવાય વ્યર્થ આવવું મ્હને ઠીક નથી લાગતુ."

" સુશિલા સાથે ત્હમારૂં સગપણ કરવા શેઠ વિચાર રાખે છે. એ તો ત્હમારા જાણમાં આવ્યું હશે કેમ વારૂં?"

" હાજી. તે વાત હું જાણું છું પરન્તુ હાલમાં મ્હારો વિચાર નથી. એટલું કૃપા કરી શેઠને જણાવશો. "

" લલિતરાય ! ત્હમે કોઇ મ્હાન સંકટમાંથી પસાર થાવ છો. ત્હમારૂ ચિન્ત સ્વસ્થ નથી. ત્હમારી રગેરગમાં નિરાસા, નિરૂત્સાહ, અને વૃત્તિઓની શિથળતા સ્પષ્ટ જણાઇ આવે છે. ત્હમો તે છુપાવો છો તો ભલે, પણ યાદ રાખજો કે આખરે તે પ્રકાશમાં આવવા નિર્માણ થઈ ચુકયું છે. આજે શેઠને વાત કરી સુરત બદલી કરાવીશ પણ ત્યાં જઇ આવું ચિન્ત નહિ રાખવા મ્હારી ખાસ ભલામણ છે. આવતી લક્ષ્મીને ઠોકર મારવી તે સુજ્ઞને યોગ્ય નથી. એટલુંજ મ્હારે આપને કહેવાનું છે. "

ધૈર્યરાય અમદાવાદના વત્ની હતા, બેરીસ્ટરની પરિક્ષામાં પાસ થયા બાદ તેઓ મુંબાઇમાં " પ્રેકટીસ " કરતા હતા. તેઓ પણ સંસાર સુધારક હોવાથી વિદ્યાધ્યન સમયે લગ્ન કર્યાં ન્હોતાં જેથી અત્યારે તેઓ બ્રહ્મચર્યાશ્રમી હતા. શેઠ લક્ષ્મિરાય અને ત્હેમને સ્નેહ સંબંધ હતો. જેથી લક્ષ્મિરાય ત્હેમને પૂછ્યા સિવાય પાણી પણ ન્હોતા પીતા. એમ કહીએ તો યથેચ્છ નથી. ફકત સંજોગો વસાતજ લલિતરાય અને ધૈર્યરાજ વચ્ચે સ્નેહગાંઠ બંધાઇ હતી. એટલું જણાવી હમો હમારા કાર્યમાં આગળ વધશું.

## ( ૩ )

### સોરઠો.

સર્વ વચન સચવાય, ત્યાં સુધી પ્રીતિ ટકે.
ચુક પડે શું થાય, કાચી પ્રીતની રીત એ.

" શું મ્હારા નિર્મળ પ્રેમમાં કંઇ ચુક થવા પામી હશે ? શું લલિતરાય પ્રત્યે મેં કોઇ દિવસ અયોગ્ય વર્તન કર્યું હતું ? ત્યારે મ્હારી સાથે સંબંધ નહિ બાંધવાનું શું કારણ હશે ? ત્હેમના હૃદયની વાત કેમ સમજાય ? કોણ કહે છે કે પુરૂષોનાં હૃદય કઠણ અને પથ્થર જેવાં નથી ?! જ્યાં જુઓ ત્યાં અને જે પુસ્તક વાંચીએ ત્હેમાં સ્ત્રી નિંદા હોયને હોયજ સ્ત્રીઓનાં ચિત આટલાં ચંચળ અને સ્ત્રીઓનું હૃદય આટલું કઠણ, એથી તો કોઇ વિરલ પુસ્તકજ બાકી હશે ? હાલના પુરૂષો તો એ ધંધો લઇનેજ બેઠા છે. કોણ જાણે હમો સ્ત્રીઓએ ત્હેમનું શુંયે બગાડયુ હશે ? જાણે સ્ત્રી વગર ત્હેમનાં ઘર શોભવાનાં હશે ? હશે મ્હારે શું ? પરન્તુ લલિતરાય મ્હારા પ્રત્યે શા માટે ગુસ્સે થયા હશે ? એ વિચાર મ્હારા ચિતને ચકડોળે ચ્હડાવે છે.

લગાડી મોહની પ્યારા! કઠિન હૈયું કર્યું સાને!

× × × ×

સ્મૃતિ છે એજ મુખડાની, ન દેખી હું દુઃખીછું રે!
અહીં જો બોંય તો લજ્જા, તમારાંની તમોને છે!
બકું છું હું તમે માનો, જીગરમાં ઘા મને ઉંડા!
ઉમળકા આ હૃદયના હા! કહો કયાં ઠાલવું ફાડી?

× × × ×

ન તાણો પ્રેમની દોરી, બહુ તાણ્યે જશે તુટી,
અહીં જો બોંય તો લજ્યા, તમારાંની તમોને છે!
હું તો આ પુષ્પ છું કુમળું, જરૂ આ દર્દથી કીધું,
થજો સ્વપ્ને કરૂણુ વ્હાલા! હણાઉં હેતવાળી હું!

× × × ×

અમીની આંખની પ્યાસી, કુમુદ આ તો તમારી છે,
અહીં જો બોંય તો લજ્યા, તમારાંની તમોને છે!

(કલાપી)

લલિતરાય! મ્હારા પ્રેમ માટે આપને શું શંકા ઉપસ્થિત થઇ છે? ભલે આપને જે યોગ્ય લાગે તે માનો. મ્હારે કહેવાનું કહી ચુકી છું અને આ દેહમાં પ્રાણુ હશે ત્યાં સુધી કહીશ કે આ નાશવંત તનના માલિક લલિતરાયજ છે!

અરે! હું આ શું બકું છું? લલિતરાય કોણુ? હું કોણુ? મ્હારે ને તેમને શું સબંધ? મ્હારા આ વિચારો કોઇ સાંભળશે તો મ્હારા માટે શું ધારસે? મ્હારાં પૂજ્ય માતા પિતા લજવાશે! તો શું લલિતરાય માટે કંઇ પણ વિચાર કરવા મ્હને અધિકાર નથી? ના નહિજ. તેઓ મ્હને ચ્હાય છે! હું ત્હેમને ચ્હાઉં છું! તો પછી અધિકાર કેમ ન્હોય? પણુ તે દુનિયાં કયાં માને છે? લલિતરાય! આપને મ્હારી કંઇ પણુ દયા નજ આવી? તમારો મ્હારા પ્રત્યેનો અગાઉનો સ્નેહાભાવ કયાં ગયો? શું આપનું પુષ્પ સમાન હૃદય પથ્થર સમ બની ગયુ છે? નળરાય જેમ આપના પવિત્ર શરીરમાં કળીએ પ્રવેશ કર્યો છે? શું દયા આપના પવિત્ર શરીરને ત્યાગી ગઇ છે? હશે. ભાવિ મિથ્યા નથીજ થતું. આપ સુખી થજો ખુસી રહેજો! મ્હારે મન તો હવે એજ કેઃ—

જે વ્હાણમાં બેઠી હતી, તે વ્હાણ વંટોળે ચડયું !
નાવિક તરી નાસી ગયો, ના ફરજનું નાળું નડયું !
રે ! જે કિનારે તે ઉભો, હિમ્મત વિના તે શું કરે !
દરિએ ડુબું છું હાય હું, આશા ભરી છું હું અરે !

( મણિકાન્ત )

" સુશિલા ! હું વધામણી લાવી છું, પણ કહું કે ના કહું ? " સુશિલાની સહીયરે આવી તેના તરંગ સાગરનો પ્રલય કર્યો.

" કહેને બ્હેન ! તું વળી શું કહે છે ? શાની વધામણી ખાય છે ! "

" આજે મ્હારા બાપુ કહેતા હતા કે, દોલતરાયે ત્હમારા પિતાશ્રીને કહેવરાવ્યું છે કે, સુશિલાનું સગપણ તેની સાથે કરે, શું લલિતરાયથી કોઇ રીતે હું ઉતરતો છું ? વળી એમ પણ કહેવરાવ્યું છે કે, લલિતરાય તો બે હજારની ચોરી કરી સુરત ગયો છે. આજે એ વાત મ્હારા બાપુ ત્હમારા પિતાશ્રીને કહેવાના છે. "

" બ્હેને ! ત્હારા બાપુને કહે કે દયાની ખાતર એ વાત મારા પિતાને ન કરે. જો કે પિતાજી વિદ્વાન અને પરિક્ષક છે, પરન્તુ હા કહી દેશે તો ભોગ મળશે, પ્રભુ ! મ્હારા અંતરની વાત કોને કહું ? શું કરૂં ? પિતાશ્રીને કેમ કહેવાય કે હું લલિતરાયને ચ્હાવ છું ? ત્હેમની સાથેના સંબંધથી હું સુખી થઇશ ! પણ મર્યાદાનો ભંગ કેમ થાય ? ફીટયો સ્ત્રી અવતારજ એવો છે કે સારૂં ખોટું બોલાયજ નહિ ! હશે દૈવ ! જે થાય તે ખરૂં ! પરમાત્મા સહુ સારૂંજ કરશે. મુવા દૌલતરાય ! કાગ હોઇ હંસ બનવા જાય છે ? મર્કટ હોઇ મોતીની માળા પહેરવાની આંકાંક્ષા રાખે છે ! ફીટયા ગીધ હોઇ કલાપી કહેવરાવવા માગે છે ? પરન્તુ નક્કી ધાર જે કે તું ત્હારી ધારણામાં નિષ્ફળ નિવડી ચુકયો છે ! સુશિલા ત્હારા જેવા અધમ સાથે જન્મ મરણની પવિત્ર લગ્ન ગાંઠથી જોડાવા કરતાં અંત પ્રયન્ત કુમારિકા રહેવાનું વધારે પસંદ કરશે ! બ્હેને લલિતા ! મ્હારૂં નામ દીધા સિવાય ત્હારા બાપુને આટલું કહે જે મ્હારૂં આટલું કામ જરૂર કરજે !

( ૪ )

સાંજના છ વાગ્યાનો સમય થવા આવ્યો હતો. હજારો નરનારીઓ, વિકટોરિયા ગાર્ડન ચોપાટી અને વાલકેશ્વરને રસ્તે જતાં આવતાં હતા. પરન્તુ આપણા બેરીસ્ટર સાહેબ ધૈર્યરાય પોતાના દીવાનખાનામાં એક એઝીચેર પર બેઠા બેઠા ન્યુસપેપર વાંચવામાં તલ્લિન

થયા હતા આજે તેઓ નિત્ય નિયમ પ્રમાણે ફરવા જનાર ન્હતા. કારણકે સુરતથી લલિતરાયનો તાર હતો કે

" હું આવું છું આપ મકાનપર થોભો "

રાત્રીના આઠ વાગ્યા. એક વિકટોરિયા બેરીસ્ટર સાહેબના બંગલા આગળ આવી અટકી. તેમાંથી લલિતરાયે ઉતરી બંગલામાં પ્રવેશ કર્યો.

આવો. લલિતરાય ! આજે ઘણે દિવસે મુંબાઇ યાદ આવ્યું ! કેમ હવે તબીયતતો ઠીક છેની ?

જી હા.

તમે ચિંતાતુર કેમ દેખાઓ છો ? માજીની તબીયતતો સારી છેની?

વૃદ્ધાવસ્થા હોવાથી દિવસે દિવસે તેમની તબીયત લથડતી જાય છે. પરન્તુ હાલમાંતો ઠીક છે. મ્હને આપની સલાહની આવશ્યકતા છે. અને એટલા માટેજ એકાએક મુંબાઇ આવવું પડ્યું છે.

ભલે, જે હોય તે ખુસીથી કહો.

અનુક્રમે દોલતરાય સબંધીની સર્વ બીના લલિતરાયે બેરીસ્ટર સાહેબને કરવા માંડી. તે બેરીસ્ટર ધ્યાન પુર્વક સાંભળતા હતા.

" ક્યાંછે એ નકલ ? " બેરીસ્ટર વચ્ચેજ બોલી ઉઠ્યા.

ખીસ્સામાંથી એક કાગળ કહાડી લલિતરાયે બેરીસ્ટરના હાથમાં આપ્યો.

અહાહા ! કેટલો ભલો અને ભોળો માણસ !! આમાં શું લખ્યું છે ? શેઠની દીકરીનું સગપણ ઝીલવું નહિ. પણ કઇ છોકરીનું ? મોટીનું નહિ તો નાનીનું નહિ ઝીલવા ક્યાં લખ્યું છે ?

બેરીસ્ટર સાહેબ ! આપના કાયદાની બારીકાઇની વાત જવાદો. મ્હને મિત્ર સલાહ આપો ! અસિલ સલાહ માટે હું આવ્યો નથી.

" ઠીક, પછી શું થયું ? "

આજથી પંદર દિવસપર મારા સુરતના કલાર્ક સાથે રૂા. ૫૦૦૦) પાંચ હજાર મેં અહિ મોકલાવ્યા હતા. તે રૂપીઆની પહોંચ ફકત સાદા કાગળ પર લખી આપી હતી. અને છાપેલાં ફોર્મ ખલાસ થઇ ગયાનું કહેવરાવ્યું હતું. ગઇ કાલે કંઇ કાર્ય પ્રસંગે મ્હને ફાઇલ જોવાની જરૂર પડી. તો વચમાં એક કોરો કાગળ મારી નજરે ચડ્યો. મને આશ્ચર્ય લાગ્યું. અને દોલતરાયે આપેલી રસીદની તપાસ કરી પરન્તુ વ્યર્થ ઘણી મહેનત કરી પણ પહોંચ જડી નહિ. અને એ કોરા દેખાતા કાગળમાંજ તહેમણે પહોંચ લખેલી હતી. એમ ખાત્રી થઇ.

ત્યારથીજ મ્હને દોલતરાયના દરેક કાર્યમાં વ્હેમ પેઠો. અને તે મિત્ર થઈ શત્રુનું કાર્ય કરતો જણાયો. ગમે તે હો, પરન્તુ તે મારો સ્નેહી છે. લાંબો વખત હમો સાથે રહ્યા છીએ. એક બીજાના સુખ–દુ:ખના પ્રસંગોમાં ભાગ લીધો છે, વળી ત્હેણે બે હજાર રૂપીઆ ખરી વખતે આપી મ્હારાપર મ્હોટો ઉપકાર કર્યો છે. માટે ત્હેનું કોઇ પણ રીતે અનિષ્ટ ન થાય અને આપણું કાર્ય સધાય એવો માર્ગ દર્શાવો. સન્મિત્ર સિવાય તેવો માર્ગ કોણ બતાવે? લલિતરાય! ત્હમે જેને મિત્ર માનો છો તે ત્હેમારો કટ્ટો શત્રુને હડહડતો હરિફ છે! કોઇ પણ યત્ને સુશિલાને ત્હેની કરવા, અને શેઠના લક્ષમાં ત્હમને હલકા પાડવાની આ બધી ત્હેની યુક્તિ પ્રયુક્તિજ છે. હવે પાપીને પાપ કર્મની યોગ્ય શિક્ષા મળશે. આપ નિઃશ્ચિંત રહો.

"આ બે હજાર રૂપીઆ હું સાથે લેતો આવ્યો છું તે ત્હેમને આપી દઉં?"

"હાલ કંઇ જરૂર નથી."

"ત્યારે હવે મ્હને શું સલાહ?"

"એજ કે આજે રાતના આપ પાછા સુરત જાવ, અને ત્યાંથી દશ હજાર રૂપીઆ લઇ માણસને મ્હારી પાસે મોકલો. હું જેમ કહું તેમ તે માણસ વર્તે તેવી તેને ભલામણ કરજો."

"બહુ સારૂં. ત્યારે હવે હું રજા લઉં! પણ જો જો! બેરીસ્ટર સાહેબ! તે બિચારાનું અનિષ્ટ ન થાય."

"દરેકને પોતપોતાના કર્મનું ફળ કુદરત પોતાની મેળેજ આપે છે. આપણે તેમાં કંઇ કરવાનું નથી."

"વારૂં ત્યારે સાહેબજી!

"સાહેબજી!"

## (૫)

અગાઉથી નક્કી કરેલા કાર્યક્રમ મુજબ બેરીસ્ટર સાહેબ આજે દોલતરાયને ત્યાં બેઠા હતા રાત્રિના આઠેક વાગ્યાનો સમય હતો. એટલામાં એક માણસ આવ્યો અને દોલતરાય સામુ જોઇ બોલ્યો, સાહેબ! હું સુરતની પેઢી ઉપરથી આવ્યો છું. બજારમાં બીજાં જરૂરી કામો હોવાથી આપને વખતસર હોરીસમાં મળી શકાયું નથી. મ્હારી પાસે દશ હજાર રૂપીઆની રકમ છે. અને અત્યારની ગાડીમાં મ્હારે પાછું જવાનું છે. માટે તે રકમ લઇ મને તાકીદે પહોંચ લખી આપવાની તસ્દી લો!

"લાવો નોટ છે કે ગીની?"

આવેલા માણુસે એક પછી એક નોટોનાં બંદલો દોલતરાયને આપવા માંડયા તે ગણતાં દોલતરાયના મ્હોંપર આનંદ ચિન્હ ચમકવા લાગ્યાં. નોટો ત્રીજોરીમાં મુકવાબાદ એક કબાટ ખોલી ત્હેમાંથી એક છાપેલા લેબલવાળી ન્હાની સાહીની બાટલી કહાડી અને રસીદ લખવા બેઠો. બેરીસ્ટર સાહેબ સાહીની સીસીનું બારીક નજરથી નિરીક્ષણ કરતા હતા. દોલતરાય હોલ્ડર સોધવા ઉઠયો એટલામાં બેરીસ્ટર સાહેબે પેલી સાહીની સીસી લઇ ઉપરનું છાપેલું લેબલ વાંચ્યું તો:—

" ગુપ્ત સાહી "

દોલતરાયે પહોંચ લખી આવેલા માણુસને આપી. તે લઇ માણુસ પાછો વળ્યો કે તરતજ બેરીસ્ટર સાહેબ મોટેથી બોલ્યા, બહાર કોણ છે? અંદર આવો તરતજ બે પોલીસના માણુસોએ દોલતરાયના દિવાનખાનામાં પ્રવેશ કર્યો. ત્હેમને જોઇ બેરીસ્ટર સાહેબ મોટેથી બોલ્યા, પકડો આ બદમાસને એ જોઇ દોલતરાય આશ્ચર્ય ચકિત થયો. જોત જોતામાં પોલીસોએ આવી દોલતરાયના હાથ પકડયા અને એક જણાએ પોતાના ખીસ્સામાંથી હાથકડી બહાર કહાડી, તે જોઇ બેરીસ્ટર બોલ્યા, થોડો વખત થોભો. જાવ. બહાર ઉભા રહો. દોલતરાય તરફ કટાક્ષ નેત્રથી જોઇ બેરીસ્ટર બોલ્યા, દોલતરાય ! ત્હારા સર્વ કારસ્તાંનો હું સંપૂર્ણ રીતે સમજી શકયો છું હમણાં તેં ગુપ્ત સાહીથી પહોંચ લખી આપી તે મ્હારા સમજવા બહાર નથી ! માટે હવે તને તારી પ્રતિષ્ઠાની જરૂર હોય તો સર્વ સત્યગીના સ્પષ્ટ કહી દે ! અને સઘળાં કુકર્મો કબુલ કર બોલ શું કહે છે? પોલીસને સ્વાધીન થવું છે કે, પ્રતિષ્ટા સાચવવી છે ? લલિતરાય પાસેથી લખાવી લીધેલો અગાઉનો બે હજારનો પ્રતિજ્ઞા લેખ પાછો આપ, અને અગાઉના પાંચ હજારની અને અત્યારના દશ હજાર રૂપીઆની ખરી પહોંચ્યો આપ કેમ આ સઘળું ત્હને કબુલ છે ?

બેરીસ્ટર સાહેબ, મ્હને.........મા.......ફ..........અ. કરો મને બધું ક.........અ..........બુ..........લ છે..........એ.

ઠીક, અત્યારેતો જાવછું મ્હને આવતી કાલે સ્હવારે આઠ વાગે બંગલાપર મળજે.

અફસોસ ! મ્હારા સર્વ પાસા ઉંધા પડયા ! આખરે હું ફસાયો !!! મ્હારી સર્વ આશા નિષ્ફળ નિવડી! હવે આ વાત છાની રહેસે નહિ! સર્વ મને ધુઃતકારશે. સ્હવારે શેઠને શું મ્હોં બતાવીશ! લલિતરાયને આ સ્યામ મુખ બતાવવું ઠીક છે ? ના નહિજ. ત્યારે હવે શું કરવું? બસ એજ ! ' આત્મઘાત ' ! બસ એજ ઊચિત છે. સાચા સાન્મત્રને દીધેલા મિત્ર દ્રોહનું પ્રાયશ્ચિત એજ છે.

કર્યું જે કાજ મ્હેં હાલું, નહિ તે સાથમાં આવે!
ફસાવ્યો તેં મ્હને લક્ષ્મી. અનેરી આશમાં ભાવે!
ધિક્કાર લાલચ લોભને, ધિક્કાર આશા નીચને!
ધિક્કાર છે ફિટકાર છે મિત્ર દ્રોહી મિત્રને!

વહાલા મિત્ર લલિતરાય! તું ખુસી રહેજે. સુખી થજે. ત્હારી સઘળી ઇચ્છાઓ પરમાત્મા જલદી બર લાવે એજ અતિંમ ઇચ્છા! બસ હવે આ છેલ્લા પ્રણામ સ્વીકારજે! આ કપટી દૂષીલા મિત્રને હમેશને માટે ભુલી જજે! હું જાઉંછ! કયાં જાઊં છું? જ્યાં કર્મ લઈ જાય ત્યાં, કીધેલા કુકર્મોનો જલ્દીથી. ન્યાય મળવવા ન્યાયાધીસ પાસે બસ એજ ઉચ્ચિત છે. તો હવે ઢીલ શા માટે?

નિર્મ્યું વિધીએ એજ તો મ્હારે મન પણ એજ છે,
ઘોર પાતક કર્મનું પ્રાયશ્ચિત બશ એજ છે.

( ૭ )

બીજે દિવસે બેરીસ્ટર દોલતરાયના આવવાની રાહ જોઇ બેઠા હતા. એટલામાં એક માણસે આવી ત્હેમના હાથમાં "લોકિક ગેઝેટ" મુક્યું. પ્હેલા પાનાની ઉપરના એક આર્ટીકલ પર બેરીસ્ટરનું ધ્યાન ખેંચાયું અને નીચે મુજબ વાંચવા લાગ્યા "લક્ષ્મીચંદની પેઢીના મુખ્ય મુનિમ દોલતરાયે ગઇ રાતના અફીણ ખાઇ આત્મઘાત કર્યો છે. કારણ કંઇ માલુમ પડયું નથી"

શું દોલતરાયે આત્મહત્યા કરી? બેરીસ્ટર ચમકયા અને તરત કપડાં પહેરી શેઠના ઘર તરફ જવા વિદાય થયા.

શેઠ બ્હારજ બેઠેલા હતા. ધૈર્યરાયને આવતા જોઇ બોલ્યાં કેમ કંઇ સાંભળ્યું કે? હા મ્હેં હમણાજ વાંચ્યું છે.

મ્હને ખબર પડતાં તરતજ હું પેઢી ઉપર ગયો અને તપાસ કરી તો પચીશ હજારનો ઘોટાળો! અને લલિતરાયવાળા સત્તર હજાર તો જુદા!!

ધૈર્યરાયે શેઠને બધી વાતથી વાકેફ કીધા તે સાંભળી શેઠ બોલ્યા બિચારા સુસ્વાભાવી લલિત પર આટલો જુલમ! બનનાર બની ગયું હવે લલિતરાયને અત્રે બોલાવી આ જગ્યાનો ચાર્જ તેમને સોંપો ત્યાર વગર આ ગાડુ આગળ ચાલી શકે એમ નથી.

થોડા વખત બાદ લલિતરાયને સુશિલાનો હસ્ત સોંપ્યો અને શેઠે તેમને પોતાની પેઢીના ભાગીદાર બનાવ્યા.

વૈધવ્ય દુઃખથી પીડાતી પુત્રીની દયા ખાઇ, અને શાસ્ત્ર સમ્મતિ લઇ ધૈર્યરાય બેરીસ્ટરને શેઠે પોતાની મોટી પુત્રીનો હસ્ત સોંપ્યો બેરીસ્ટરે આનંદથી તે સ્વીકાર્યો અને ત્યાર બાદ આનંદમાં દિવસો નિમગ્ન કરવા લાગ્યા.

સંપુર્ણ.

# વિદ્યુન્માલા.

( લેખક સીતારામ જે. શર્મા—અમદાવાદ, )



(૧)

અલ્લાહો અકબર ! ની ઘોર ગર્જનાથી આખું રણક્ષેત્ર ગાજી રહ્યું હતું. એક બાજુએ ત્રણ લાખ યવન સેના અને બીજી તરફ ત્રણ હજાર આર્ય વીર આખી રાત અને દીવસના ચાલુ યુધ્ધમાં હિન્દુ વીરો દૃઢ હિમ્મતથી અડગપણે ઉભા હતા, કિન્તુ હવે હિન્દુ સૈન્યમાં ભંગાણ પડવાનાં ચિન્હો સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યાં. આર્ય સૈન્યમાં ભંગાણુ સાથેજ ભરતખંડની જય ધ્વજા ધૂળ ભેગી મળવાની, અને આજના અસ્તાચળપર વિરાજીત સહસ્ત્રરશ્મિ સૂર્યનારાયણ સાથેજ ભારતવર્ષનો ગૌરવ સૂર્ય પણ ચિરકાળ અસ્ત પામશે એમ ભાસવા લાગ્યું.

" હર હર બંબં મહાદેવ ! " ની ગર્જના સાથે ફકત પચીસ અનુચરો સાથે લઇને, ભરતખંડ અધિષ્ટાત્રી દેવીના હસ્તમાંથી છૂટેલા દેદીપ્યમાન વજ્ર સમોવડ નગ્ન તલવાર, પોતાના પ્રચંડ હસ્તમાં ધારણ કરેલી, નયન રૂપમાંથી શત્રુ ઉપર અગ્નિ વર્ષાવતો, પેલો તેજસ્વી અને અતુલ પરાક્રમશાળી તરૂણ ઘોડેસ્વાર ક્યહાંથી આવ્યો ? એ કોણ હશે ! અગણિત યવન સૈન્ય કયાં વીરપુરૂષના અવર્ણનીય પ્રબળ પ્રતાપથી, પ્રચંડ ઝંઝાવાતને લીધે હલમચી રહેલા અરણ્યવત્ બની ગઇ છે ? લ્યાં બહાદુર નરોના " હર હર બંબ મહાદેવ ! " શબ્દની વજ્ર સમાન કઠોર અને પ્રચંડ ગર્જનાઓથી ત્રણ લક્ષ યવન સૈન્યના "અલ્લાહો અકબર ! " શબ્દનો ધ્વનિ નહિંવત સંભળાવા લાગ્યો છે ? વિકરાળ વ્યાઘ્રના પ્રચંડ પંજામાંથી કોઇ દૈવી તલ્વારે મુકત કરેલાં બકરાંની માફક યવન સૈન્ય કોઇ ભયથી નાસવા માંડયું છે ! એ દિવસે આર્ય સ્થાનના સૂર્ય નારાયણ પોતાના સહસ્ત્ર રકત કિરણ સ્પર્શથી, દુશ્મનના રકતમાં રગદોળાએલી

ક્યા વીરપુરૂષની વિજયી તલ્વારને આશીર્વાદ આપી અસ્તાચળ ઉપર વિશ્રાન્તિ લેવા ગયા ?

એ વીરયુવક આપણી ન્હાનકડી વાર્તાનો ઉપનાયક શૂરવીર લલિતસિંહ–કાંચીનગરનો સેનાપતિ લલિતસિંહ–ભરતખંડના ઇતિહાસમાં અચળ કિર્તિ મૂકી ગએલ ઇતિહાસ મંડળનો ધ્રુવ નક્ષત્ર લલિતસિંહ છે.

(૨)

આજે કાંચીનગરમાં આનન્દોત્સવ થઇ રહ્યો હતો. નગરના પ્રત્યેક મહાલયો ઉપર હવામાં ફડફડાટ કરતી જયધ્વજાઓ માત્ર પવન લહરીમાં નહિં કિન્તુ આનન્દ લહરીએ હિંચતી હતી. નગરના પ્રત્યેક ગૃહમન્દિરના દ્વારમાં નુતન આશોપલ્લવનાં તોરણો અને કદળી સ્થમ્ભો રોપવામાં આવ્યા હતા. પ્રત્યેક ગૃહમન્દિરમાંથી જયધ્વનિઓ ઉઠતા હતા. દરેક રસ્તે દીપમાળા પ્રકટાવવામાં આવી હતી. નગરના દુર્ગ ઉપર જાણે જનસાગર ઉભરાતો હોય, તેમ કાંગરાંમાં ઉભરાઇ જતાં મનુષ્યો દ્રષ્ટિગોચર થતાં હતાં, ઉભાં રહેલાં દરેક મનુષ્યની દ્રષ્ટિ એકજ દિશા ભણી ખેંચાતી હતી, છેટેના મેદાન અને દુર્ગની વચ્ચે જનસમુદાયની દ્રષ્ટિ હિન્દોલાતી, તરવરતી હતી નગરવાસી નરનારીઓ આટલા ઉત્કટ ઉત્સુકપણાથી કોની માર્ગ પ્રતિક્ષા કરતાં હશે ?

એકાએક પુરૂષ કંઠમાંથી નીકળેલો જયધ્વનિ અને કોમળ લલનાઓના મંગળ કંઠમાંથી નીકળેલો ગીતધ્વનિ એકત્રિત થઇ, મિશ્રિત બની અભ્રખંડને ભેદી નક્ષત્ર મંડળ પ્રતિ પ્રયાણ કરી ગયો. વાયુ લહરીથી કંપતી દીપમાળાની પેઠે એ ગગન ભેદી જયધ્વનિની પ્રચંડ ગર્જનાથી નક્ષત્રમાળા થરથર કાંપવા લાગી.

એક પાણીદાર અબલખ ઘોડા ઉપર સ્વાર થએલ વીરપુંગવ નગરના સિંહદ્વારમાં પ્રવેસ્યો. એ મહાન જયધ્વનિ એને માટેજ થયો હતો. એ પુરૂષ કોણ હતો ? જહેને માટે કાંચીનગરમાં આજ મહોત્સવ ઉજવાતો હતો, અને જે વીર પુરૂષ શત્રુને પરાજીત કરી, શત્રુના રક્તથી તરબોળ કરેલું પોતાનું વિજયી ખડગ, કાંચી રાજના પાદયુગળ સમિપ ધરવાને જતો હતો એજ ગત પ્રકરણમાં આપણો પરિચિત થએલો કાંચી નગરનો સેનાપતિ લલિતસિંહ !

સેનાપતિના સ્વાગતાથી ચાલી રહેલા જયજયકાર પ્રતિ ત્હેનું બિલકુલ લક્ષ નહોતું. અગાસીઓ અને બારીઓમાંથી ત્હેનાપર અવિરામ પુષ્પવૃષ્ટિ કરતી પુરનારીઓ પ્રતિ પણ લલિતસિંહ જોતો નહોતો. અરણ્યમાં જતાં એક શ્રમિત અને તૃષિત પંથી, સરોવરને દુરથી નિહાળી ત્હેની સમિપ જતો હોય, તે સમયે ત્હેના ઉપર વૃક્ષરાજીમાંથી સુકાં પાંદડાં પડે અને તે ઉંચે જોવાની જેટલી કાળજી કરે તેટલીજ કાળજી લલિતસિંહ પોતાના ઉપર પડતા સુમન ગુચ્છો ભણી કરતો હતો. કોઇ અગમ્ય કારણથી જ્હેનું હૃદય અત્ય્હારે અધીરૂં બની ગયું હતું. એવા લલિતસિંહને મન પોતાના ઉપર વર્ષી રહેલા આ અતુલિત સન્માનને સુકાપર્ણ સમાનનીરસ તુચ્છ કંઇ પણ મુલ્ય વિનાના ભાસવા લાગ્યા.

લલિતસિંહનો તેજીલો તોખાર જેવો અંન્તઃપુર પ્રાસાદ નજીક આવ્યો ત્હેવો લગામ ખેંચવાથી ક્ષણ ભર સ્થમ્ભ્યો અને એ નિમકહલાલ પ્રાણીની પીઠ પર સ્વાર થએલા બહાદુર સેનાપતિએ રણવાસના ગવાક્ષદ્વાર તરફ તૃષ્ણાકુલ નયને દ્રષ્ટિ ફેંકી. ગવાક્ષદ્વારમાંથી લગ્નશીળ નયનદ્વયમાંથી પ્રેમળ દ્રષ્ટિ ફેંકતી એક વ્યકિતના અનિંદ્ય અને કોમળ હસ્તદ્વયમાંથી પડેલી એક પુષ્પમાળા પત્થરવત્ સ્થમ્ભિત બનેલા લલિતસિંહના ચરણને સ્પર્શી ભૂમિ ઉપર પડી ત્ય્હારે એ મુગ્ધ બનેલા સેનાપતિને પોતાની સ્થિતિનું ભાન આવ્યું તે અશ્વ ઉપરથી નીચે ઉતર્યો અને ધુળવાળી થએલી પુષ્પમાળાને સ્વચ્છ કરી પોતાના કિરીટના શીરો ભાગે લટકાવી અને પુનઃ ઘોડેસ્વાર થતાં એકવાર કૃતાર્થતા અને કૃતજ્ઞતા ભરી દ્રષ્ટિ ત્હણે બારી ભણી ફેંકી કિન્તુ તત્સમયે એ ગવાક્ષદ્વારો બંધ થયાં હતાં અને દીપકો પણ બુઝાઇ ગયા હતા.

( ૩ )

લાખો શત્રુ સન્મુખ જે વીર દ્રઢપણે ઉભો રહ્યો હતો તેજ વીરપુંગવ લલિતસિંહ માત્ર એકકિત હરિણ નેત્રોની દૃષ્ટિ આગળ આજે પરાભૂત બન્યો દુર્ગમાંના કોઇક દુર્ભેદ્ય પાષાણ સરખાં લલિતસિંહનાં ધૈર્ય અને શૌર્ય કેટલાંક વર્ષોથી ત્હેના હૃદયમાં સુરક્ષિતપણે સચવાઇ રહ્યાં હતાં, કિન્તુ ગઇ કાલે સન્ધ્યાકાળે કેવળ બે કૃષ્ણવર્ણવ નેત્રોની, સલજ્જ, સંભ્રમ દૃષ્ટિએ એ દુર્ગના તટ ઉપર જબરજસ્ત આઘાત કરવાથી આટલા દિવસ રક્ષી રાખેલું ધૈર્ય ક્ષણાર્ધમાં ધૂળમાં મળી ગયું.

રાત્રિનું તિમિર વધતું જતુ હતું. માળામાં અર્ધ નિદ્રામાં પડેલાં પક્ષિઓ શાન્તી કિલકિલાટ કવચિત્ કવચિત્ કરતાં હતાં, રાજમાર્ગો ઉપરથી જનમંડળના પાદયુગલો ધીરે ધીરે ગૃહમન્દિરપ્રતિ ઘસડાતા જતા હતા, પહેરગીરો ઝોકાં ખાવા લાગ્યા હતા એ સમયે અન્તઃપુરના ઉપવનના કિલ્લા નીચે કોઇ વ્યક્તિનો કાળો આકાર ફરતો દૃષ્ટિગોચર થતો હતો. એ કોણ હશે? ગઇ કાલે મહેહલના ગવાક્ષદ્વાર આગળ મુગ્ધ બનેલો લલિતસિંહ તો નહિ હોય? ખરેખર એમજ હતું. શું લલિતસિંહ! તું સાયંકાળના અંધકારમાં

ચોરની માફક રાજાના અન્તઃપુર ઉદ્યાનના કિલ્લાની દિવાલ ઉપરથી ધીમે રહીને કૂદકો મારી અંદર જઇશ? છટ! લલિતસિંહ! તું ભુવન વિજય વીર પુરૂષ નથી? ત્હને આ શોભે?

એક વાર્તાના લેખકને દરેક સ્થળે ડોકયું કરવાની છૂટ છે. ત્હેને કોઇ સ્થળે અટકાવ થઇ શકતો નથી, પહેરગીરો ત્હેને રોકી શકતા નથી વા કોઇ દેવાંગના અન્તઃપુરમાં જતાં પણ ત્હેને કોઇ હરકત કરી શકતું નથી, પ્રિય વાંચક વૃંદ! આવો ત્હ્મારે આ વસંત સન્ધ્યામાં દક્ષિણાનીલ લહરીમાં ઝૂલતા કાંચીનગરાધિપતીના અન્તપુરના એકાન્ત ઉપવનમાં આપણે પ્રવેશીએ.

સુક્ષ્મ દૃષ્ટિથી જુવો. પેલા બકુલ વૃક્ષના થડ પાસે તૃણ શય્યા ઉપર સંધ્યાતારાની પ્રતિમા સમોવડી કોઇ રમણી બેઠી છે. એવી રૂપવતી કન્યા ત્હમે કદી જોઇ છે? એના રૂપનું યથાર્થ વર્ણન કરવું એ અતિ કઠિન કાર્ય છે. એવા પ્રકારનું જીવન, યૌવન અને લાવણ્ય અવર્ણનીય છે. પ્રિય વાંચક બન્ધો! જો તારાં દ્વિતીય લગ્ન થયાં હોય તો ત્હારી પ્રથમ પત્નીના મુખ કમળનું સ્મરણ કર. વાંચક બ્હેનાં! જે યુવતિને નિહાળી "કેવું સુન્દર અને અલૌકિક સૌન્દર્ય છે, કિન્તુ સુન્દર હોવા છતાં ત્હેના ચ્હેરા ઉપર તેજ નથી" એમ કોઇ કદા ત્હમારી સખીને કહ્યું હોય, તે તરૂણીના મુખમંડળનુ સ્મરણ કરો એટલે આ બકુલ વૃક્ષ નીચે બેઠેલી યુવતિના રૂપનું ત્હમને તાદ્રસ્થ ભાસ થશે. એ તરૂણ રમણી અન્ય કોઇ નહિં પણ શુરવીર લલિતસિંહને ફકત એકજ દૃષ્ટિપાતથી મ્હાત કરનાર, આપણી વાર્તાની નાયિકા રાજકુમારિ વિદ્યુન્માલા છે!

ખોલામાં વીણેલાં પુષ્પ મુકી વિદ્યુન્માલા માલા ગુંથતી હતી. બકુલમાલા ગુંથવામાં ગુંથાએલી રાજકન્યાની કોમળ કરાંગુલિ ત્હેના કાર્યમાંથી એકાએક શિથીલ થવા લાગી. વિદ્યુન્માલાની ઉદાસીન દ્રષ્ટિ કોઇક દૂર–અનિદૂરના ચિંતન સામ્રાજ્યમાં ભ્રમણ કરતી હતી. રાજનંદિની વિદ્યુન્માલા એવા કયા વિચારમાં ગુંથાણી હશે! પ્રિય વાંચક! આ પ્રશ્નનો ઉત્તર અમે આપી શકીએ ત્હેમ નથી. રાજકુમારિના એકાન્ત હૃદય મન્દિરમાં આજ આ નિઃસ્તબ્ધ, શાન્ત, સાયંકાળે કોઇક મર્ત્યદેવની આરાર્તિકા થતી હશે, અને ત્હ્યાં અપવિત્ર કુતુહલ સહ પ્રવેશવાની અમારી શકિત નથી, અમને એવું ધૈર્ય રહેતું નથી જુઓ પુજાની સુગંધિધુપ ધુમ્ર સરખો એક દીર્ઘ નિઃશ્વાસ ત્હેના હૃદયમાંથી નીકળી સન્ધ્યાકાળના વાયુમાં મળી ગયો, અને સુકોમળ કુસુમ કળી સમાન ભાસતાં બે અશ્રુબિન્દુ ત્હેના સુકોમળ નયન દ્વયમાંથી નીકળી તે અજ્ઞાત દેવતાના ચરણતલ સમિપ ગબડી ગયાં.

એ સમયે એકાએક રાજકુમારિની પાછળ કોઇ પુરૂષે ગંભિર અને પ્રેમવેગ ભર્યા કમ્પિત સ્વરે ધીરેથી હાંક મારી

"રાજકુમારી!——"

એકાએક આ શબ્દ સાંભળતાંજ ભયભીત બની વિદ્યુન્માલાએ બૂમ પાડી, અને એ સાંભળતાંજ ચારે દિશાએથી પહેરગીરો દોડી આવ્યા અને પાછળ ઉભેલા પુરૂષને અપરાધિને–અભિવાન કર્યો. બુમ પાડી તે

સમયેજ રાજકુમારિ મૂર્ચ્છિત બનીને ભોંય ઉપર ઢળી પડી હતી. ત્હેની સહુ સારવાર કરવા લાગ્યા, ત્હેના મ્હોં ઉપર પાસેના જળયંત્રમાંથી પડતા જળનું ચાંગળું ભરીને છાંટ્યું અને પવન નાંખવાથી તે શુદ્ધિમાં આવી અપરાધિ સ્હામે જોતાં વિદ્યુન્માળાને જણાયું કે એ તો કોઇ નહિ પણ સેનાપતિ લલિતસિંહ !

( ૪ )

આવા અપરાધને માટે વાસ્તવિક રીતે દેહાન્તશાસનજ થવું જોઇએ. કિન્તુ સેનાપતિ લલિતસિંહે કાંચીનગર ઉપર કરેલા પુર્વના ઉપકારને સ્મરણમાં લાવીને કાંચીનગરાધિપતિએ ત્હેને દેહાન્તદંડ ન કરતાં ફક્ત પોતાના રાજ્યની હદમાંથી દુર કર્યો.

રાજ્યની સીમા ઓળંગી રહયા બાદ લલિતસિંહ હોઠ પીસી મનમાં બબડયો " દેવિ ! ત્હારાં નેત્રો જે રીતે અન્યને આકર્ષિ શકે છે. ત્હેને માટે પૃથ્વીતળ ઉપર સત્ય કોઇ સ્થળે નથીજ એમ મ્હને લાગે છે, હવે એવી પૃથ્વીનું મ્હારે કામ નથી. આજથી હું માનવ જાતિનો મિત્ર મટી શત્રુ થયો દોસ્ત મટી દુસ્મન થયો. ! "

તે દિવસથીજ લલિતસિંહ બહારવટીયા ટોળીનો નાયક બની ગહન અરણ્યમાં રહેવા લાગ્યો.

સાધારણ સ્થિતિના મનુષ્યો આવા દુઃખદ સમયે ઉદર પોષણના સાધન મેળવવાની ચિંતામાં પડે, કિન્તુ સુખદસ્થિતિમાં એકજ નિઃશ્વાસ સાથે જ્હેઓ અખિલ જગત્ ઉપર ઉપકાર કરી શકે છે. એવા લલિતસિંહ સરખા મહાન નરો પોતાની મનોવાંચ્છા તિલ માત્ર પણ વિફળ થતાં પૃથ્વી ભરના દુસ્મન બને છે અને રકતમય નેત્રો કરી ઓઠ પીસી દાંત કચકચાવી આવેશ સહિત બોલે છે કે:—

" રાક્ષસી થિલ, પિશાચીક સમાજ આને માટે ત્હમારી છાતી પર પગ મુકી હું સંપૂર્ણ બદલો લઇશ " અને તેજ ક્ષણથી ત્હેઓ બ્હારવટુ ગ્રહણ કરે છે ઘણા આંગ્લકાવ્યોમાં પણ આવાં દ્રષ્ટાંતો મળે છે. આપણા ભારતવર્ષિય રાજપૂત્રોમાં પણ આજ રીત પ્રચલિત હતી.

બહારવટીઆઓના ઉપદ્રવથી દેશની સર્વ પ્રજા હાલહવાલ બની ગઇ; તદપિ આ અસામાન્ય બહારવટીઆ અનાથના મિત્ર, દિનદુર્બળના સહાયક અને નિરાશ્રિતોના આશ્રય હતા; માત્ર તેઓ શ્રીમંત ઉચ્ચકુળના અમિરો અને રાજકાર્ય નિયુકત અધિકારીઓનેજ કાળ સમાન હતા.

* * * *

ઘોર અરણ્ય પ્રદેશ—સૂર્ય લગભગ અસ્ત થવાની તૈયારીમાં હતો, છતાંએ વનમાં અકાળરાત્રિ સમાન ભાસ થતો હતો. આવા વિકટ સમયે એક તરૂણ પ્રવાસી ઉજ્જડ રસ્તામાં એકલોજ પ્રવાસ કરતો હતો, ત્હેનું સુકુમાર શરીર ચાલવાના શ્રમથી લગભગ હતાશ બની ગયું હતું, ત્હોએ તે અવિશ્રાન્તપણે ચાલતો હતો, અથવા તો ત્હેના કટીપ્રદેશ ઉપર લટકતી

તલ્વારનો ભાર પણ ત્હેને દુઃસહ થઇ પડયો હતો. અરણ્યમાં કોઇ પણ જાતનો શબ્દ થતાં તે ભયભીત હૃદયની હરિણી સરખી ગભરાતી દ્રષ્ટિએ ચારે દિશાએ જોતો હતો, કિન્તુ રાત્રીનો અન્ધકાર વેગપુર્વક વધતો હોવાથી અને તે કેવળ અજાણ્યા અરણ્ય પ્રદેશમાં હોવાથી દૃઢ નિશ્ચયથી આગળ ચાલતો હતો.

* * * *

બહારવટીઆઓએ આવી પોતાના સરદારને ખબર આપી "સરકાર ! એક સરસ શિકાર મળ્યો છે, ત્હેના શીર ઉપર મંડિલ, શરીર ઉપર રાજવેષ છે અને કમરમાં તલ્વાર લટકે છે."

તે ટોળીનો નાયક આનંદથી પોકાર્યો. " તહારે તો ત્હમે બધા અહીંજ રહો એનો શિકાર મ્હારોજ-રાજપુરૂષનો શિકાર તો મ્હારે સ્વ હસ્તેજ કરીશ."

* * * *

માર્ગે ચાલ્યા જતા તરૂણ પ્રવાસીને સુકાં પાંદડાંમાં ખડખડાટનો ધ્વનિ સંભળાયો. તે ભયભીત બની ચારે તરફ જોવા લાગ્યો. તે બીજું એક ડગલું આગળ ચાલે તે પહેલાં તો એકાએક વેગપૂર્વક એક તિક્ષ્ણ બાણ આવી ત્હેની છાતી વિંધીને પાર નીકળી ગયું. " ઓ ! મારે !—" તે ભોંયે પછડાતા તરૂણ પ્રવાસીના મુખકમળમાંથી એટલાજ શબ્દો સરી પડયા.

તે બ્હારવટીઆનો સરદાર નજીક આવ્યો અને ઘાયલ થયેલા પંથિ પાસે ઘુંટણભંડીએ બેઠા અને નીચે વળીને ત્હેના ચ્હેરા પ્રતિ જોવા લાગ્યો. જમીન ઉપર મરણોન્મુખ પડેલા પ્રવાસીએ તે સરદારનો હસ્ત પોતાના હસ્તમાં લઇ ક્ષીણ અને મૃદુસ્વરે કહ્યું " લલિત-! "

આ પરિચિત શબ્દો સાંભળી તે સરદારનું હૃદય વિદીર્ણ થઇ ગયું વિહ્વળ સ્વરે ત્હેણે બુમ મારી.

" રાજકુમારી વિદ્યુન્માળે ! "

* * * *

કેટલાક સમય પછી બહારવટીઆઓએ આવીને જોયું તો શિકાર અને શિકારી ઉભય છેવટના આલિંગન વડે બધાઇ એકજ સાથે ચીર નિંદ્રામાં પડયાં હતાં એકજ સાથે વિભુના ધામમાં પહોંચી ગયાં હતાં.

એક સાયંકાળે રાજકુમારિ વિદ્યુન્માળાએ પોતાના અંતઃતપુરના ઉપવનમાં અજાણપણે લલિતસિંહ ઉપર રાજદંડનો પ્રહાર કરાવ્યો હતો; બીજી સન્ધ્યાકાળે અરણ્યમાં લલિતસિંહે અજાણપણે જાતેજ રાજકન્યા ઉપર શર પ્રહાર કર્યો !

આ સંસાર છોડયા પછી જો કોઇ સ્થળે મળી શકવાનું શકય હોય તો પોતાના એ ભાવિ મેળાપમાં વિઘ્ન ન આવે માટે આજે સેનાપાત લલિતસિંહ અને રાજનંદિની વિદ્યુન્માળાએ એકમેકના અપરાધની ક્ષમા કરી હશે એમજ અમને તો લાગે છે *

---

* શ્રીયુત્ રવિન્દ્રનાથ ઠાગોરની એક વાર્તાનો મરાઠી ઉપરથી અનુવાદ.

## સેન્ટનો રાજા **ઓટો દીલ-ચમન** વપરીને ખાત્રી કરો

(રજીસ્ટર્ડ)



અત્યાર સુધી બજારમાં નીકળેલા કોઇપણ **ઓટો** અથવા **સેન્ટ** કરતાં વધારે ટકાઉ મધુર ખુશબોવાળું અને ઘણુંજ આનંદકારક છે. એવી અમો પુરેપુરી ખાત્રી આપીએ છીએ.

તમોએ જો **ઓટો દીલ-ચમન** નહિં વાપર્યું હોય તો એક વખત અજમાયેશ કરો, ફકત રૂમાલમાં ૨ થી ૩ ટીપાં નાંખવાથીજ **ચંમેલીના** તથા **બટમોગરાના** હજારો તાજા પુલોના ઢગલા જેટલો સુગંધ ચારે તરફ પસરી રહે છે. અને આસપાસના સઘળાઓના મગજને તર કરે છે.

| | |
|---|---|
| કી. ૦ા ડ્રામના સ્ટોપરવાળી ટયુબના | રૂ. ૦ા |
| " ૦॥ " " " | રૂ. ૦॥ |
| કીંમત ૦ા ઔંસની બાટલી | રૂ. ૨ |

કેનસી બોકસ પેકીંગ તથા ટપાલ ખરચ જુદુ.

**ઓટો દિલ-ચમનના સુગંધી કાર્ડ રૂા. ૦॥ ડજન.**

સેંટ અથવા સુગંધી કાર્ડ ખરીદ કરતી વખતે **ઓટો દીલ-ચમન** નામ બરાબર વાંચીને લેવી, જો તમારા આસપાસના દુકાનદાર પાસેથી નહિ મળી શકે તો નીચે લખેલા સરનામે લખીને મંગાવવી.

**સોલ એજન્ટસ—એચ. આર. મોદીની કું.**

**વિલાયતી દવાઓ તથા પરફયુમરીના વેપારીઓ નં૦ ૧૦**

**પ્રીન્સેસ સ્ટ્રીટ, મારકીટ પાસે—મુંબઇ.**

---


**સુરત બાગાતળાવમાં આવેલા ધી "ચંદ્ર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી અને ઈશ્વરલાલ જેકીસનદાસે પોતાને માટે છપાવી સુરત ગલેમંડીમાં આવેલી પોતાની ઓફીસમાંથી પ્રસિદ્ધ કરી છે.**